

# दोसी भाइचंदभाइ महावजी नुं जन्म चरित्र.

લખનાર

**જમનાદાસ વિ. હીરજી દોસી**

રહેવાશી સિહોર પણ હાલ સરવીસ વડોદરા.



अमदावादमां.

'समशेर बाहादुर' छापखानामां छाप्युं.



संवत १९४०—सने १८८४

(સ્વજ્ઞાતિ ભાઇઓને ભેટ આપવામાં આવશે.)



# टुंक विचार.

સ્વપન રૂપ સંસારમાં મનુશ દેહ ધારણ કરી સુશીલ અને સદઆચરણથી નીયંતાના કાનુનો અનવા [illegible] ને સારથક કરી લોકપ્રીય થવું એ અવશ્ય પ્રથમ ક[illegible] સત્વ છે. આ અવનીના આર્યબંધુઓ વર્તમાન કાળમાં જે ચીલચાલ ચલાવે છે તે અસંતોષકારક અને અનીતીરૂપ ઠાર ઠાર આપણા જોવામાં આવે છે વીશેષ ભાગ સ્વાર્થી કુટીલ, દાંભીક અને અસત્ય વકતાનો છે તેના અગ્રેસર કારણો તુરતવેળા એટલાજ જણાય છેકે સદ વરતનની શિથીલાવસ્થા થઇ છે. સંપનો પાઓ નાબુદ થઈ અસત્ય અને ઇરષાનો સોટો પ્રબળ રીતે પ્રસાર પામેલ છે છતાં માત્ર સંતોષ માનવા મન સ્થીર રેછે તે ફકત સુશીલ, દયાળુ તેમજ પરોપકારી કેટલાક મહન્ત પ્રાણીઓ યોગ્ય વીર પુરષો થીજ. પણ અરે ચાલતી આવેલી દ્રઢ દંત કથાઓ (દુઃખ તે ડેસ, દુબલે વેઠ. દુકાલમાં અધીક માસ) પ્રમાણે આર્ય ભુમીની અવદસાથી તેવા પુરૂષો રફતે રફતે આ ક્ષણભંગુર નાસવંત દુનીયા છોડી સ્વર્ગનીવાશી થવા લાગ્યા છે આ આરય ભુમી અને પ્રીય આરયો આવા મહા ગે[illegible]

ગોળાના પ્રહારની સામે ભાગે ટાંટીએ ક્યાં સુધી ઉભ રેવા નુ. ખ્યાલ કરો અને સતવર સજ થાઓ. સંપ ધારણ કરો. ઇરષાથી અલગા રહો. અને સત્ય વાચકપણાથી દેશની સેવા બજાવવા પોતાની ફરજ પુરત કામગરી સમજી કમર કસો. હવેતો છેક માથે પડી છે છતાં વેહેમના પ્રતીબંધથી મીથ્યા મોહપાસમાં સામાટે વીટાઇ રહ્યાછો જુઓકે. આ વનીમાં [illegible] દગલબાજ અને પ્રપંચના પુતલાંઓની બાજે વખતના [illegible]ીરદીઓ જાહેરમાં જે પ્રવરતે છે તે તરફ નેક નીયાની—સુષ્ય—મનોવૃતીનું વલણ ચલાવી જોઇએ છીએતો ચોમેર અપશોષ, અપશોષ અપશોષ વીના અન્ય દ્રષ્ટીને દેખાવ આપતુ નથી. અરેરે! ઓ જગત નીયંતા વીભુ તુ આર્ય બંધુઓને શાહાય થા અને તેમના અંતઃકરણોની નીરમલતા સારૂ તારી અપાર શકતીની પ્રેરણા કર, કુટીલ પ્રાણીના દેહને અવની અંતશમય પોતાના કુકર્મો અને કુચાલનાં કૃત્ય આડે આવી જે બ્યથાઓ થાય છે તે તેની કુટીલતાના પ્રત્યંતરો આબેહુબ સ્રષ્ટીના સ્થાયક પ્રાણીઓને વીનયથી બતાવી આપે છે કે વીભુની સુશિક્ષણયુકત કરણી જેવી પાર ઊતરણી તેનો આ એન દેખાવ છે, જીંદગીના અંત વખત કેક મનુષ્યો અનાયાસ સુખ ચેનમાં સમાધી તરીકે સ્વર્ગ નીવાશી થાય છે અને કેક મહા દુખ વેદનાથી રીબાઇ રીબાઇ આખેર

કાળચક્રને તાબે થાય છે આ વેદનાઓ વખત આપી મંડળ જોવા નીમતાણુ પાંસે આવવા કંટાળે છે, દુનીયામાં પ્રણામ પાત્ર વીર અને મભાવાળા મહંત પુરશોના ભાીશની નીશાની શાદ જન્મ ચરીત્રો લખી પ્રજાની જાહેર શેાાગમાં મુકવાં એ અવશ્ય છે. ભાઈચંદ ભાઈની ગુગુ ગર્જનાના ધન્યવાદ્ય નાદથી તેમની [illegible] દી જે પ્રદોમા પાની છે. તેની મત્ર [illegible] આ પ્રાન્ત મનની ઉર્મીઓની ઉલ્લાસાર્થે [illegible]

કપોળ ગ્નાતામાં પારસર ગોત્રમાં એક સ્તુતીપાત્ર પુરશ થઈ ગયા છે. અને તેમનુ જન્મ ચરિત્ર લખવા મને કેટલાક સ્વગ્નાતી બંધુઓ તથા તેમની મહતા જાણુનારા જેનટલમેન્ટોનો આગ્રહ પુર્વક સુચનાને લીધે મારી શરી શને વખત બચાવી યથા સ્થીત અને યોગ્ય આ ગાર્ કાર્ય છે; પ્રુફશીટ અને ફેરમેટર તપાશવા તથા લખવા મારી તબીયતની અશક્તીના કારણુથી હુ પુરતો લક્ષ આપી શકો નથી એટલે તે કામ મે બીજાથી લીધુછે તો હરત દોષ કીંવા વ્યક્રણુનો દોષ રહી ગયો હસે તો વાંચનાર શાજનો ક્ષમા કરી સુધારી વાંચસો,

તા० ૧—૪—૮૪

લી० લખનાર.

—— ——oOo—— ——

# દોસી ભાઇચંદભાઇ મહાવ-જીનું જન્મ ચારિત્ર.

---

## પ્રભુ પ્રાર્થના

(વસંત તીલકા વૃત.)

તું સત્યરૂપ સુખદાયિ સુબુદ્ધિ દાતા,
ત્રાતા અનંત જગનો સહુનો વિધાતા;
ઉદ્દેશ ધારી શુભ, યત્ન કરે નરો જે,
તેને જરૂર જગદીશ સહાય દેજે,

આ અવનીમાં આત્મશુદ્ધિ મેળવવાને માત્ર સુજશ એ પ્રૌઢ સાધન છે. જયધ્વનિ અને કીર્તિના અમર ફ-ળો સૃષ્ટિમાં સર્વ સ્થળે જે પ્રસાર પમાડે છે, તેજ આ ભવસાગર જીતે છે. સંસારમાં વિકટ પ્રસંગો અને વ્યથા માણસને જીંદગી સાથેજ જોડાયેલાં હોય છે, તે શું કિ-રતાર ઉચ્ચ પદ આપવાને માટેજ કસોટી લે છે એવું મા ણસો નહીં સમજતા હોય? આહા જેના દેહનું ચિન્હ પણ જોવામાં આવતું નથી, જેનો આત્મા સર્વ માણસના જે-

વોજ હતો, જેની માણસાઇમાં, રૂપમાં, કદમાં અને આ કારમાં બીજા માણસથી બિલકુલ તફાવત નહીં હતો તે માણસો અને આપણે પણ માણસોજ. કેટલાએક સત્યને માટે, કેટલાએક સુરત્નને માટે, કેટલાએક વચન સિદ્ધિને માટે અને કેટલાએકતો ન્યાયને માટે અદ્યાપિ પુજાય છે. જેની ગુણગર્જના ઠામ ઠામ ગાજી રહી છે તેમા નરો કૈલાસવાસી થયા છતાં માત્ર પોતાની કીર્તિથી અને સુચાલથી અન્યજનોને પ્રબોધ આપે છે. લોકો કહે છે કે અમુક ઇશમ સંસાર જીત્યો તે માત્ર તેના સદ્વર્તનથી. પોતાનુ જે આ આવનીને સ્મરણ કરાવે છે તેજ એ ઉમદા કિતાબ મેળવી શકે છે, તેજ પ્રભુ પદ પામે છે અને તેજ પુજ્ય ગણાય છે. કદાચ કરોડોપતી હોય, બાળગોપાળ અને આપ્ત મંડળ આનંદ પમાડે એવું સદગુણી હોય. અષ્ટમાસિદ્ધી અને નવેનીદ્ધીનો ઘરમાં અહોનિશ નિવાસ હોય પણ તે કુવાની ઘટમાળની પેઠે વિકૃત થઇ અહીંનું અહીં જ રહે છે. મલકે અવસાન કાળે અવનીના મોહક પદાર્થો સાથી થતા નથી એના વિચાર નહીં લાવતાં અંતે મનુષ્યા મિથ્યા મોહપાસમાં સપડાય છે, તેથી તેઓ પોતાનું શુભ કર્ત્તવ્ય અદા કરી શકતા નથી. સૃષ્ટિમાં મનુષ્યની મોટી સંખ્યા છે પણ અવસાન કાળ પછી સુવાસ લેનાર તો કોઇકજ મહન્ત પુરૂષ જોવામાં આવે છે, કેટલાએક પૈસાના મદથી, કેટલાએક રાજ્યમદથી, કેટલાએક માત્ર મિ

થા મગરૂરીથી પોતાની ગાઝા મુકે છે. પંગુ પ્રભુ નાથી છે. કરણી તેવી પાર ઉતરણી એ કહોત તો ઊમદા મુક્તિગુ આપનારી છે. માટે સર્વ કોઇએ જીંદગી સાથે કીર્તિને જોડવી એ અવશ્યપણે પ્રથમ દર્શાગ્નિક ગનુંભાતછે.

આ જન્મચરિત્ર દોસી ભાઇચંદભાઇ મહારાજનુંછે અને તેને નીતિ ની રીતિપર પ્રીતિ હોવાથી પરોપકારપર પ્યાર હોવાથી અને ઊદારદીલ હોવાથી તેઓએ જે સુજશ મેળવ્યોછે તેને માટે માત્ર નાગની પ્રસંસા સારૂ ગારો આ પ્રયત્નછે. મારૂ લખવું શરૂ કરતા પહેલાં ત્રિભુવને મારી દીન યાચના છે કે જે માણુશો સકલ સ્ટષ્ટીમાં અનતકાળ પોતાના સત્કાર્યથી ચિરાયુછે, તેમને સ્વર્ગ આપો અને તેમનો જય થાઓ.

આ સહનશીલ, દેશ હીતેચ્છુ અને ાશરી નર (દોશી ભાઇચંદભાઇ) શંવત ૧૮૭૬ના પ્રથમ જેષ્ટ વદી ૩ ગંગળવારને રોજ સાધારણ કુટંબમાં કાઠીઆવાડ ગાંહેના સુધારાને માટે પ્રદીપ્ત એવા ભાવનગર સંસ્થાન તાબાના ગામ ઉગરાળામાં જન્મા હતા. તેમના વડીલની સંસાર સ્થિતિ જો કે ઘણી સર્વોત્કૃષ નહોતી, પરંતુ તેનનો મોશાળ પક્ષ તે વખતમાં ઉતમોતમ કારકીરદી રાજ્ય દરબારી બાબતોમાં ભોગવતો હતો. અને તેમનાજ આશરા નીચે માહાવજી દોસી સિહોરમાં આવી વસેના—તેને રાઘવજી ઉરફે ભાણાભાઇ, હીરજીભાઇ, ભાઇચંદભાઇ અને

ઓધવજીભાઇ એ ચાર પુત્રો થયા. ભાઇચંદભાઇમાં જન્મથી કેટલાએક કુદરતી ગુણોએ એવો તો દ્રઢ નિવાસ કરી ધેલો હતો કે તેની જાહેર ઝલાલીના તેજસ્વી કિરણો આજ પર્યંત પ્રકાશિતછે. તેમાં પ્રાધાન્યપદે સ્પષ્ટવકતા પણું ચપળતા, દયા, ઉદારતા, પરોપકાર, નીતિ અને એક પત્નિવ્રત એ ગુણો હતા. તેઓએ માત્ર ૧૬ (સોલ) વરસની વયમાં તે વખતની કારકીર્દી અનવય ગુજરાતી ભાષાનુ સારૂં જ્ઞાન મેળવી બુદ્ધિની અતી તિવ્રતાને લીધે સાધારણ ધર્મ શાસ્ત્રનુ અધ્યન કીધેલું.

વિદ્યા એ આફતનો અટકાવ, બદીનો બચાવ. દારિદ્રને દુર કરનાર અને ગ્રહણ કરનારની કારકીર્દિ દીપાવનાર અસાધારણ સતાયુકત સાધન છે, સૃષ્ટિ જીવન પાળક વિભુની અકળિત કૃતીની બલિહારી છે! બલિહારી એટલાજ માટે કે ઘણી વખત એવા પ્રસંગો જોઇએ છીએ કે જુજ જ્ઞાન ધરાવનારાઓ પણ ભોળા અનુભવી માણસો ઉન્નતિ પામી દેશને, રાજ્યને, અને જ્ઞાતિને એટલે દરજે ઉપયોગી થઇ પડે છે કે ફરી તેની પડેલી ખોટ ભાગ્યેજ પુરાય. આહા! શું સર્જનહારની સંકળના.

આ બુદ્ધચંદે એક બાલયુકત નર પોતાની અઢાર વરસની ઊમરે એટલે સંવત ૧૮૯૮ની સાલમાં દરબાર નોકરીમાં પ્રથમ મરહુમ મહારાજા સાહેબ જશવંત સીંહજી અને ઠાકોરજ ગરફે ખેમરાજજી તથા તેમના પિતા ઠા

દાભા ઉરફે ભાવસિંહજી એ વખતમાં શિહોર કુંવર પદે હ
તા, તેમની પાસે પ્રાયવેટ કારભારી તરીકે દાખલ થયા. તેઓ
શ્રીરદીમાં પ્રથમ નવાગામ અને બોગાદની મોટી પુરા
તન તકરારનો અમદાવાદ જીલાના કલેકટર સાહેબ પાસેથી
નીકાલ કરાવી લાવ્યા, તેથી અખેરાજજી મહારાજ વગેરે
ની મોહોટી મેહેરબાની મેળવી, તેમના ખાનગી વહીવટ
ના ત્રાપજ માહાલનો કારભાર સંપાદન કીધો, અને શં
વત ૧૯૦૮ની સાલમાં ભાવનગર સંસ્થાનના મહારાજા
વિજય સીંહજી કૈલાસવાશી થયાથી અખેરાજજી ઉરફે
દાજીરાજ ગાદીનસીન થયા. તેમણે પોતાના પાસે પ્રાયવે
ટ કારભારીનો હુદ્દો બક્ષીસ કરયો. તે કામ ચપળ અને
તીવ્ર બુદ્ધીથી ત્રણ વરસ સુધી કરયું. બાદ સંવત ૧૯૧૧
ની સાલથી તે લગાયત અનુક્રમ સંવત ૧૯૧૯ ની સા-
લ સુધી સિહોર, ટાણા અને ઉમરાળા એ ત્રણ તાલુકા
ના વહીવટદાર તરીકેનો ચારજ પોતાની પાસેરહયો, દરમી
આંન ૧૯૧૧ ની શાલમાં પ્રખ્યાત મહારાજા શ્રીજશવંત
સિંહજીનું લગ્ન શિહોરમાં પોતાના શેઠકી પણા નિચેથા
ર ઠકરાણા સાથે થયું, તેમાં રૂપીઆ બે લાખનો મોટો
ખરચ કીધા છતાં રાજાવર યાને સભ્ય સંકલનાથી એ
પ્રૌઢ મેલાવડાનું કર્ય સંતોષકારક રીતે સરંજામ ઉતારી
પોતાના કામથી મહારાજાને સંતોસ પમાડયો; જેથી રૂપી
આ પાંત્રીસેંની કીમતની મોટી બક્ષીશાનો સરપાવ ઇના

યત થયો. હવે પોતાના તાબામાં ત્રણ માહાલના વહીવટનું કામ આપ્યું, તેમાં પણ બુદ્ધિ બળ, સ્પષ્ટવકતા પણું, મિલનસારયુકત દયાળુ અને પરોપકારી સ્વભાવ સાથેની તીવ્ર ચપળતાને લીધે પ્રગણાઓ આબાદકરી તેની ઉપજ માં વધારો કરયો અને રઇયતનો સ્નેહ મેળવ્યો વળી ઉમરા ળા પ્રગળામાં સગોડ વગેરે નવાં ગામો વસાવ્યાં. તેમજ વળાં સંસ્થાન સાથે ઉમરાળા માંહાલના લાગેલા ગામો ના સીમાડાની ઘણી મુદતની શગળ તકરારોનું નિર્વીવાદ પણુ કરી માહાલની વારસીક ઊપજમાં રૂપીઆ છ હજાર નો વધારો કરયો, વગેરે રાજ્ય ભક્તિની લાગણી માહારાજને રોશન થતા સંવત ૧૯૨૦ ની શાલમાં સં સ્થાનના મુખ્ય અને આગેવાન સરવોપરી મહુવા મહાલ ના વહીવટનું કામ સોંપ્યું, તે વખતમાં શિહોર તાલુકાનો વહીવટ પોતા તરફજ હતો, બગાયત સંવત ૧૯૨૮ સુધી મહાલનો દરોબરત કારભાર પોતાની કારકીરદીમાં દીપાવી અનહદ રાજ્ય સેવા બજાવી, રતનપર વગેરે નવાં ગામો બાંધ્યાં તથા મહાલના કેટલાએક ગામો ઉજડ હતાં તે વ શાવી તાલુકો શગળ રીતે આબાદ કરી રઇયતની એની સજડ પ્રીતી સંપાદન કરીકે આજતલક એ કારભારની કા રકીરદી ઊપર લોકો ફિદાછે.

સુવર્તન એ માણસની આખી જીંદગીનું ભુશણછે ને કી અને સુવર્તન એ મોટામાં મોટી યશરેખા છે ખ્યાલ

કરે કે માણસને સુખ દાયક, લાભ આપનાર, ઉન્નતિ એ ચઢાવનાર કીંવા હીતકારક, તેમજ જન્મ સફળ કરનાર માત્ર નેકી અને સુવર્તનછે. આ બંને ઉમદા ગુણો ભાઇચંદ ભાઇમાં મુખ્ય હતા વળી લોકોની વ્યાજબી દાદપર પુરતુ લક્ષ આપવું .અને તેમનું કષ્ટ કાપવું, રઇઅત સદાસુખી રહે એવા ઉપાયો યોજવા વિગેરે બાબતમાં તેઓ એકા હતા.

સંવત ૧૯૨૬ ના ચૈત્ર સુદી ૧૦ ના રોજ સંસ્થાનની જહોજલાલીના બુલંદ—પ્રદીપ્ત કિરણો દીપાવનાર મહારાજા જશવંત સિંહજી કૈલાસ વાસી થવાથી સંસ્થાન જોઇન્ટ એડ મિનિસ્ટ્રેટર મેનેજર સાહેબોની સતા તળે આવ્યું. આ જોઇન્ટ સાહેબોની સ્તુતીપાત્ર દાનાઇની રાજ્ય ભક્તિના કારણ અનવયની મેહેરબાનીનું સત્યાક્તા અને જુના અનુંભવી તરીકે વલણ સંપાદન કર્યું. અને એ સાલના નિગનોકી ફારફેરમાં મહુવા વહીવટદારની જગોએ કાયમ રહ્યા બાદ ૧૯૨૯ ની સાલમાં કુંડલા મહાલનાં કાઠી ચોથ ભાગીઆની દરબાર સાથેના મોટી હક સબંધી જુની તકરારોના નિકાલ કરાવવાના જોખમ ભરેલા કામને માટે તે મહાલના વહીવટદારનો હોદો આપ્યો તે પોતાની સમય સુચકતા અને સ્પષ્ટ વકતા તરીકેના હિત વચનો સાધેની ચપળતાથી વરતાનો અકથ સંતોષ ફેળવી સવંત ૧૯૩૧ થને ૧૮૭૫ તાo ૧૫—૧૬—૧૭

ના રાજ માહારાજા સાહેબના શીક્ષા ગુરૂ મહેરબાન નટ સાહેબની બનાવસથી એડમાનિસ્ટ્રેટર સાહેબોએ કુંડલામાં એક પ્રદરશન (એકઝાબીસન) ઊઘાડયું તે પ્રશંગના બીજ લશી સમારંભમાં મહારાજા સાહેબ, ગવરનર સાહેબ, મેહેરબાન પોલીટીકલ એજંટસાહેબ અને સંસથાનના એડમીની ષ્ટેટર સાહેબો વીગેરે ઇંગ્રેજ અને નેટીવ આફીસરો, તથા તાલુકદારો અને ભાગીઆઓ વીગરે મળી આશરે ૧૦૦૦ માણુસોનો પ્રોઢ મેળાવડો થએલો તેમાં પણ પોતાની સભ્ય શંકલના અને મેલાવડી પ્રજતીથી આગતા સ્વાગતા અને પરોણુંચાર કરી સંભારંભના અગ્રેશરો અને બીજાઓથી પ્રીતિ મેળવી વળી જોઇંટ એડમીનાષ્ટ્રેટર સાહેબ મહેરબાન ઇ૦ એચ૦ પરસીવાલ સાહેબ તા. (મહેરબાન દયાશી નાથુ ગૌરીશંકર ઊદેશંકર તેઓની પણ સજડ મહેરબાની પોતાના સગુણોથી સંપાદન કરી, સંવત ૧૯૩૪–૩૫ ના મોટા ભયંકર દુંબ રૂપ દુકાળમાં મહાલ આબાદ રાખી નીરાશ્રીતોને રાજ્ય મદદ કરાવી શંવત ૧૯૩૬ની સાલમાં મહાયાત્રા જવા નિમિત રજા લેઇ પેનસિન માગ્યું શીવાય–

ડયુટીની નમુદ કરેલી કામગરિ શીવાય જોઇન્ટ એડમિનિસ્ટ્રેટર શાહેબોનો દૃઢ વિશ્વાસ અને સત્યવક્તા તરીકેના બાનાને લીધે દરબાર સાથે સ્ટેટના મુળ ગરાસિઆ વગેરેના હકો બાબત ઘણી મુદતની તકરારોનું સેટલ કરાવવાના કામમાં એજંટ તરીકે પોતાને વધારે વખત હજુર

માંજ રોકી કેટલાક મહત્વના શેરા તેમના મારફત કીધાં તેમાં ચાતુર્યતાથી સ્પષ્ટ વાચકપણે રાખેલી સંકળનાએ દર બાર હક સાચવી ગિરાસીઆઓનો સ્નેહ સંપાદન કીધો.

આ ફાની દુનિઆ સ્વપ્ન રૂપ છે. અને દરેક મનુષ્ય સંસારનું સાર્થક કરવા સરજનહારની સંકળનામાં ફરજ યુક્ત બંધાએલ છે. અને તે સાર્થકમાં દયા, દાન અને દીનતા એ મુખ્ય ગણાય છે બાનકે તેથી વિરક્ત રહેનારનું સંસાર વ્યવહારમાં અનિષ્ટ થઇ ફિરતારની પ્રીતી સંપાદન કરી શકાતી નથી. અમલનો અંધાપો, માયાનો મત્સર, શક્તિની સતા, અને પ્રજાની પ્રૌઢતા માનનારાઓ આખેર મનુષ્ય રતા દેહને અકાર્થ એળે જવા દઇ જગત નિયંતાના કાનુંનથી પિછાયત રહી જાય છે.

માણસ પોતાની જીંદગીમાં સ્વવર્ત્તનની વિક્રતાવસ્થા કરે છે. સંસારના ખોટા મોહપાસમાં સપડાઇ જઇ, હજારો કાવાબાજ અને દગલબાજ પ્રપંચો રચી પાપમાં ફસાઇ પડે છે પણ રે! કોણ સમજે છે કે આ દુનિઆ ફાની છે, માણસો જો એમ સમજતા હોય કે આયુષ્ય અલ્પ માટે ખોટા ફંદ અને અનાચરમાં કાળક્ષેપ કરવાથી જીતર હારી જવાય છે. તોપછિ તે કદિ પણ આ અવનીમાં અમર રહવા વગર રહેજ નહી. નાશવંત દેહે કરીને માણસ કદાચ હતો નહોતો થાય પરંતુ તેની કીર્તિનો પ્રકાશ સુર્યચંદ્ર સુધી તપે છે. જે જ્ઞાની હોય છે તે

વિચારે છે કે આખર અવસરે કશું સાથે આવનાર નથી તેઓ તો, આયુષ્ય અલ્પ છે, વખત વખતને ખાય છે; એમ સમજી જડપથી સત્કર્ય કરી પોતાનું કર્ત્તવ્ય બજાવી લે છે, જેણે પોતાની જીંદગીમાં લોક વખાણે એવું એકપણ કાર્ય કીધું નથી, તેની પછાડી તેનો શોક કોણ પાળશે વારૂ? વારે વારે સ્મરણ કરી જેનો ધન્યવાદ બોલાયો નથી તે દખીતોજ દુર્ગતિ પામ્યો એમ શમજવું. સુકીર્તિજ માણસને સ્વર્ગ આપેછે. જે સદાચારમાં સદા સંતોષ માનેછે એવા મહાન પુરૂષો ખચીત પ્રાણાગને પોંગાછે. ભાઇચંદભાઇના કાર્ય ઉપરથી એમ જણાયછે કે તેઓને સદાચાર ઉપર પ્રીતિ અનાચાર ઉપર અભાવ હતો. તેઓ સારી પેઠે સમજતા હશે કે સુકીર્તી એ માણસના જન્મનુ સાર્થક છે અવનીમા લાખો માણસની સંખ્યાછતાં એકજ માતના સપુતને સર્વ માણશો પિછાને છે અને ચાહે છે. વાહ વાહ બોલે છે, અને માત્ર તેના સુગુણથી પ્રબોધ લઇ ચઢતી પામે છે. પણ એવા સુપુત્ર જણનાર પવિત્ર માતાની દુનિઆમા ઘણીજ ખોટ હોય છે, હરકોઇ માણસથી જે સારૂ કામ બને છે. તે તેની સાચી સગાઇ ણથીજ.

ભાઇચંદભાઇ પોતે શદાચારી હતા અને સદાચારની મહત્તા માનતા હતા, તે તેની ઓળખાણવાળા નાના મોટા સર્વ માણસો કદી અજાણ્યા નહી હસે. પોતે અનુ

ળવી હોવાથી તેનું દીલ કોમળ અને દયાળુ હતું. પર માર્થ કરવા તરફ/તેમનું મન વધારે ખેચાતુ હતુ. એ તે મના કાર્ય ઉપરથી સ્પસ્ટ જાણાઇ આવે છે. સ્વધર્મ ઉપ ર તેમની પુર્ણ આસ્થા હતી તેથી તે રસ્તે ધર્મદાનમાં તેમણે સારો પૈશો વાપરેલા છે. હયાતીનો ખોહોળો ભા ગ સુકીર્તિ અને દેહનુ સાર્થક કરવા માટે કેટલાએક જાળા શા સદાવ્રત દેવાલય વગેરે પોતાના સ્વાર્થ રહીત પરમા ર્થિક કાર્ય કીધાં છે જેવાં કે.—

મહુવા તાલુકાનાં ભાદરોડ ગામમાં ભદરેશ્વર મહાદે વના પુરાતન દેવાલયનો શંવત ૧૯૨૪ની સાલમાં જીરણો દ્ધાર કર્યો ધર્મશાળા વગેરે બંધાવી રૂ ૫૦૦૦ પાંચ હ જાર ખરચયા.

બગદાણા તાલુકે સદરમાં બગડેસ્વર મહાદેવની મોટી બેઠક કરી ત્રવેણીનો કુંડ બંધાવ્યો તથા ધરમશળા કરા વી શંવત ૧૯૨૪ ની શાલમાં ૧૦૦૦૦ દશહજાર ખરચા.

ભાદરોડ અને ઓથા વચે પાણીની તંગીને લીધે વાવ બં ધાવી ધરમ સળા કરાવી,ઠાકોરજીનું મંદીર બાંધી રૂ ૫૫૦૦) શાડા પાંચહજાર ખરચયા અને ત્યાં હાલ શાધુ સંતને કા યમ સદાવરત અપાયછે.

રાજુલા પાસે ધારનાથ માહાદેવની જગો ઉપર ન- વેસરથી દેવાલય તથા ધર્મશાળા કરી રૂ ૬૦૦૦)છ હજારનો સંવત ૧૯૨૩ ની સાલમાં ખરચ કર્યો અને તે જગોએ

પણ સાધુસંતને અન જળ આપવા બંદોબસ્ત કીધોછે.

રાજુલા અને ભઠીઆ વગે પાણીની તંગી હોવાથી સદર સાલમાં સારી બાંધણીની એક વાવ રૂ ૫૨૦૦)ના વનસેના ખર્ચથી બંધાવી.

જોલાપુરમાં માહાદેવશ્રી બથેશ્વરના દેવાલયનો જીર્ણોદ્ધાર કરી સંવત ૧૯૨૨ ની સાલમાં રૂ. ૭૦૦૦)હજાર ખરચ્યા.

શિહોરમાં પુરાતન અને મશહુર માહદેવશ્રી રાજ્યનાથજીનું દેવાલય ઘણું પુરાતની હોવાથી અને જગોની વીશેશ સંકોચતા સબબે સંવત ૧૯૨૮—૩૩ અને ૩૪ ની સાલમાં દેવાલયનો જીર્ણોદ્ધાર કરી, રંગ મંડપ અને ધર્મ શાળા તેમજ નવો કુવો નવોબંધાવી રૂ૫૦૦૦) પાંચ હજાર ખરચ્યાઅને દરેક સાલ ચાતુર માસમાં કથા વંચાવવાનો બંદોબસ્ત કીધો,

શંવત ૧૯૩૬ ની સાલમાં કુંડલાની કંડોલીઆની ન્યાતને રૂ૧૫૦)ની રકમ આપી તેના વ્યાજમાંથી દરેક સાલ સામુદ્રી માતાની ઉજાણીને દીવશ કંડોલીઆની ન્યાત જમવાનો બંદોબસ્ત કર્યો છે, તેમજ શંવત ૧૯૨૧ ની સાલમાં મહુવાના કંડોલીઆની ન્યાતમાં રૂ. ૮૦૦) આંઠસો આપી તેના વ્યાજમાંથી દરેક સાલ ઊપર પ્રમાણે કંડોલીઆની ન્યાત જમવા બંદોબસ્ત કરયો છે. તે મુજબ આજ તલગ ચાલે છે, શીવાય તેમના વડીલ તથા માતુશ્રોના ઉતર કા

ર્યમાં પ્રગાણ્યા ખર્ચ કરી થાળીનું લાહ્યું કર્યું. વળી તેમના ચીરંજીવી કરશનદ તથા અમ્રતલાલ છગનલાલનું લગ્ન કરી મહુવા તથા કુંડલામાં થાળી કળસ્યા અને ખુમચાનું લાહ્યું કીધું. સંવત ૧૯૩૪—૩૫ ની સાલમાં અનુક્રમ અનંતજીને દ્વારે ઉજવી શ્રીમંત ભાગવતનું પારાયણ કરાવી બ્રહ્મપોળ, ગૌદાન વગેરે આપી એકંદરએ કાર્યમાં આશરે રૂ. ૪૫૦૦૦) પીસ્તાળી હજારનો મોટો ખર્ચ કર્યો. બાદ સંવત ૧૯૩૬ના વૈશાક વદ ૫ ના રોજ માહાયાત્રા કરવાને માટે સહ કુટુંબ અને પોતાના આશ્રીતો સહસો માણસોને લઇ સીધાવ્યા તે મુંબાઇ ઉપર થઇ નાશીક, ત્રંબક, પ્રાગરાજ, કાશી, ગયાજી, અયોધ્યા, ઝાડખંડી વેજનાથ, મથુરાં, ગોકુળ વ્રજ, પુષ્કરજી, કાંક્રોલી, શ્રીનાથજી અવંતિકાપુરી. ઓંકારનાથ થઈ, સુરત, ભરૂચ. (નર્મદાજી) ચાણોદ કરનાલી, ડાકોરનાથજી અને સીદ્ધપુર થઇ સંવત૧૯૩૭ ના પોસ સુદી પાચમે એટલે ૭॥ સાડાસાત મહીને સંપુર્ણ સંતુષ્ટ રીતે યાત્રા કરી પાછા આવ્યા, તેમાં ઠારઠાર બ્રહ્મભોજન કરાવી બ્રાહ્મણોને દક્ષણા આપી સદાવ્રતની નીમનોકા કરી નિરાશ્રીતોને આશ્રય આપી કંન્યાદાનો દઇ ધર્મ ગુરૂ ગોસ્વામી માહારાજોને મોટી ભેટ આપી મથુરાંજી પાસે શ્રી પ્રૃથ્વીજીની જગોછે. તે મંદીર તથા મુર્તિ કેવળ જીર્ણ થઇ ખંડીત થઇ જવાથી નવેસર દેવાલય કરાવી મુર્તિની પ્રતિષ્ઠા કરી અને સોરમજીના ઘાઠ ઉપર ગોરને એક રૂ.૫

બાગ વેચાતી લઈ વંશપરંપરાને માટે કૃષ્ણાર્પણ કર્યો ને શ્રીનાથજીમા પુરતી ભેટ આપી, આચાર્યોથી સંતુષ્ટતા સંપાદન કરી રૂ. ૧૦૦૦૦) દસ હજારનો મોટો ખર્ચ કર્યો.

યાત્રા કરીઆવ્યા બાદ પોતાની નોકરીનું રાજીનામુ આપી પેનસીન લીધેલું તો પણ રાજ્ય ભક્તીની લાગણી થી મહારાજા અને ગુણગ્રાહક, કદર બુઝ દીવાનસાહેબની મેહેરબાનીના વલણે પોતાને ભાવનગરમાંજ રાજ્ય ચાકરીમાં રહેવુ પડતુ અને ત્યાંજ વઈશાક વદી ૫ શુકરવારે ઈશ્વરની અલૌકીક કુદરતી ખુબીની યોજનાથી ગાત્ર એકદમ આ ફાની અને ક્ષણભંગુર સ્વપ્ન રૂપ દુનિઆનો ૬૦ વરસ ૧૦ માસ અને બે દિવસનું આયુશ્ય ભોગવી. સ્વર્ગ નિવાસ કીધો આહા! આ કુદરતી બનાવની શું ખુબી!! કે જે તારીખે અને જે વખતે અને જે મહીને પોતે યાત્રાને માટે વિદાય થયા હતા તેજ મહિને તેજ ટાઇમે અને તેજ તારીખે આ પ્રૌઢ પ્રતાપી અને ગંભિર નર સદાની મહાયાત્રાએ સીધાવ્યા. નામ એનો નાશ આ વાક્ય હમેશાં સર્વેકોએ પુરતી રીતે પોતાના કઠોર યા કોમળ અંતઃકરણના અંદર કોતરી રાખી, તેને સારી રીતે હમેશાં યાદ લાવ્યા કરવુ એ વાત ઘણી અવશ્યની છે. વાંચનાર સજનો! ધ્યાન દરો અને દીલની દરીયાદીલીથી એક વખત નીધામાં લ્યો. કે જે માણસે લાખો રૂપીઆ પરમારથમાં ખરચ્યા અને કરોડો રૂપીઆની ભવિષ્ય સંપાદન કરી, વળી દુ–

નિયામાં પોતાનુ નામ સ્પષ્ટત્વતા અને ગંભિર વિચારોના તરીકે સુકીર્તિની અમર નિશાની રાખ્યુ તેવા નરપણ આ એર કાળ ચક્રને તાબે થઇ આ મોહક સંસાર છોડી ગયા છતાં તેની સંગાથે કાંઇ પણ ગયુ નથી. તોપછી આપણે મારૂ અને તારૂં, જાજું અને થોડું, હું અને તું; માન અને અપમાન ઇત્યાદી મિથ્યા મત્સર અને ફોકટ શીશિયારી રૂપટોપી અને વિઘ્નસંતોષીપણું, એ શા માટે કરવું? અરે! આ માયારૂપ આફતના અંધેર પિછોડાએ આપણુ સર્વેકાને એવા સજ્જડ રીતે ઢાંકી દઇ જ્ઞાન ચક્ષુપર અજ્ઞાનરૂપ પડોની મજબુત છાપ ચોડી દીધી છે કે, તેમાથી વિરક્ત થઇ આ ક્ષણભંગુર દેહનુ સાર્થક કરવા કંઇ પણ સુજ પડતી નથી. પણ નહીં નહીં, એ માયા રૂપી મીથ્યા પાસના બંધનમાં બંધાઇને અજ્ઞાનતાને તાબે થઇ શામાટે પરતંત્રપણું ભોગવવું જોઇએ? અનાતિને અટકાવી સુનીતિને સંપાદન કરી દયા, દાન ને દીનતાથી દેહનું સાર્થક કરવા નયંતાના આપણા તરફ કીધેલા મોટા એહશાનનો કંઇ પણ બદલો વાળવો જોઇએ.

માણસો પોતાના મનના વિકારથી બહુ વાર જીંદગીને જોખમમાં નાખેછે, મનની મલીનતાને લીધે સ્થિતિને ભય ભરેલી અને અસ્થિર બનાવેછે ને પછી હાથના કૃત્ય હૈયે વાગતાં છતાં ઘોડે ચડે તે પડે ભાવિ બળવાન હીંવા એતો નસીબનો વાંક આવા વાકયો બોલી ગ

મે તેમ કરડી મચરડી મન મનાવી, સંકટથી વિચારસાગ રની ધુનમાં પુરૂષાતન ખોઇ બેસેછે. આવા માણુસોને જ નપદ શાને માટે જોઇએ? જેને દેહની દરકાર નથી તે પોતાના જનમનું તો શું પણ આપ્તમંડળનું નાત જાત કીંવા દેશના લાભાર્થે શું કરી શકશે વારૂ? જેને શરીરની શુદ્ધિ નથી તે મનુષ્ય જાતના ઊતગપણાને શી રીતે પિછાની શકે? એવા જનોએ તો અવનીમાં અવતાર ધર્યો જ મિથ્યાછે. બાડીને ગાડીમાં બેસાવી વાડીમાં ફરવામાંજ આનંદ માન્યો; મીઠું મીઠું બોલી ભોળા લોકોને ભરમાવી પેટમાં નવગજની કાતી રાખી સ્વાર્થ સાધી લેવાનેજ સુખ માન્યું; સ્વાદીષ્ટ અનેકપ્રકારના ભોજનો જમવામાં સંતોષ વાલ્યો; કાલુ કાલુ બોલીને બહુ બહુ અન્ય જનની ખુશામત કરવામાં ઊન્નતિની આશા રાખી, ઘડીમાં આ અને ઘડીમાં તે; ફલાણુ સારૂ અને આ નઠારૂ એમ બોલી બાથમ બાથ કરવાને સારો સ્વભાવ સમજયા; નત નવા હોદા અને અખત્યાર હાથમાં આવવાથી રૈયતને નીડા આપી ધન લુટયું કીંવા ઊપરી અધીકારીને દગો આપી ન્યાય રાજ્યમાં અંધેર કહેવડાવ્યું; આવા એકથી અનેક માણુસો આ અવનીમાં આજકાલ જોવામાં આવેછે. અરે તેઓ નહી સમજતા હોય કે આ સંસાર સ્વપ્ન રૂપ છે? તેઓ નહી સમજતા હશે કે સર્વયંત્રાતા હાજરા હજુર છે? હાય હાય તેઓને પ્રભુનો પણ ભય નહી હશે? નીતિ

અને સદાચારથીજ હરેક કાર્ય જે માણસ કરે છે તેમાં ક
દી તે ફતેહ પામ્યા વગર રહેતો નથી. દ્રઢતા અને નેક
નિષ્ટાથી કામ કાજ કરનાર માણસ પોતાની મુરાદ હાંસ
લ કરી જય—કીર્તિ મેળવેછે, ભાઇચંદભાઇ પોતે જે કા
મ કરતા તેમાં નીતિને અનુસરીને, બહુ બહુ વિચારીને
રાજાને અને પ્રજાને લાભકારક થાય એવી ગોઠવણ કરતા
હતા. તેને કોઇપણ મહોબતવાળા, આપ્તમંડળ અથવા સ
ગા સ્નેહીનો ચાંદો ચાંદવો નહી હતો. પોતે સ્પષ્ટ વકતા
હતા અને બીજાને તેવા બનાવવાને ઉપદેશ આપતા હતા.
પૈસો સંસારમાં વિકટ પ્રસંગે કેટલો ઉપયોગનો અને સુખ
કારકછે, તેમજ સમૃદ્ધિની કેટલીમહત્તાછે તેનાથી તે બીલકુલ
અજાણ નહી હતા; તેથી ખોટાફકાઉપણાને વારંવાર ધિ
ક્કારતા હતા, પરંતુ પોતેજ સત્માર્ગમાં બાહોળે હાથે ધન વા
પરવામાં પછાત નહી પડતા હતા. પોતે કોમળ અને દયા
ળુ હોઇને પારકાનું દુખ અને દરિદ્રતા જોઇ પોતાનું અં
તઃકરણ દાઝતું હતું, પોતે નેકી અને સદાચરણની સેવા
કરવામાંજ ધર્મ સમજતા હતા, તેથી રાજ્ય ભક્તિ
શુધતા અને સચાઇથી નીમકહલાલ પણે બજાવી હતી.
તેમજ પ્રજાને કોઇપણ પ્રકારની પીડા પોતાની કારકીર્દી
માં રહેવા દીધી નથી, તેથી આજ હજારો લોકો તેના
કાર્યને વખાણે છે, એટલુંજ નહી, પરંતુ તેના અમર ના
મને હરેક કામકાજમાં ઉદાહરણ અર્થે વાપરી વારંવાર

તેમના ગુણો ગાય છે, એ શું તેના સત્કાર્યનું સામર્થ્ય શોભા આપતુ નથી? ત્યારે શું આવા પરોપકારી મહન્તો ના જન્મ ચરિત્ર ભવિષ્યની પ્રજાને માસલો લેવાને નહીં લખાવા જોઇએ? હજારો જન્મ ચરિત્ર ગુણ પ્રશંશા સાથે લખાવાની ઘણીજ અગત્ય છે. જન્મ ચરિત્રથીજ માણુશોને સુબોધ મળે છે, જન્મ ચરિત્રજ માણુશોને સુરસ્તો બતલાવનાર, સુભ કામમાં ઉસ્કેરણી આપનાર અને ચઢ તી પમાડનાર એક ઇષ્ટ મિત્ર છે, છેવટે આ જન્મ ચરિ ત્ર પુરૂ કરતાં પ્રભુ પ્રત્યે મારી યાચના છે કે ભાઇચંદ ભાઈ જેવા સુગ્રજનો સ્વદેશમાં એકથી અનેક થાઓ અ ને એવા ગુણગ્ર મહન્ત પુરૂષોના જન્મ ચરિત્ર લખનાર પણ એકથી અનેક પુરૂષો થાઓ, આર્ય દેશનો જય થા ઓ, જય, જય થાઓ, માર્ય બંધુઓનો!

## હરીગિત છંદ

આ અવનિમાં અવતર ધરિ શુભ કાર્ય બહુધા આદર્યા,
ધરિ ધ્યાન કેવળ હિત વિષે સહુ જગત જન રાજી કર્યા;
ભવ જલધિના મોજાં ઉછળતા સુખધિ પાર તરી ગયા;
જોકે વસ્યા જઈ સ્વર્ગ, પણ અતિ બંધુજન દુઃખિત થયા;
જે નીતિ માર્ગ વિષે વિશેષ અતુલ્ય પ્રિતી બતાવતા;
વળિ બોધ શ્રમ લઇને કરી સહુ નિજ સમાન બનાવતા;
તે નાતિ રીતિ ઊમંગ ધરિ નિજ રાજ માટે ત્યાગીને

ધણી મને મનમાં નિરખવાને ફરી–
બીજા નરોને લક્ષ્મીના ગૃહવાસથી,
દીઠા નહી બહુ દિવસના સહવાસથી;
ાન્તિ સ્વભાવમાં ધરિ ભાવ ધર્મ વિષે રહ્યા,
જી અરેરે સુજ્ઞ નર એ ક્યાં ગયા, ૩
ાર્ય ધૈર્યે અનેક ગુણ ગણપંચ ભલી વિધ પાળતા,
સત્ય લાગે મન વિષે તે માર્ગ સુભ સ્વિકારતા;
તે નિષ્કલંક અખંડ ઉજળી કિર્તીને પ્રસરાવજે,
આ વિનતિ જમુનાદાસની હરી કરી કૃપા ઉર ધારજે. ૪



# सुचना.

**કપોલ હીત વર્ધક** નામનુ માશીક મુબાઇમાં રહો મી० વનમાળીદાસ નજ્ઞાતીના હિતાર્થે કાઢતા હતા પણ તેન (ખરચ યોગ્ય) ન હોવાથી તથા તેઓ બે માસથા સાક હોવાને લીધે અને હાલ તેમને સારી નોકરી મલવાથી બંધ થયુછે જ્ઞાતીના પ્રમાંણમાં ઉનતી સારૂ માસીક ચોપાનીયાની અવસ્ય જરૂર છે આખ્યાલ સર્વકો જ્ઞાતી બંધુઓને હશેજ આ ચોપાનીયું કાઢવાનો હક મી० વનમાલીદાશે પોતાની ખવાયસથી મને આપોછે જેથી જણાવા જરૂર થાયછે, કે જો **કપોલ હીત વર્ધક** કાયમ નભેતો ખરે તે જ્ઞાતીની ચઢતીનુ અગ્રેસર સાધન ભુત થવાનુ કદાપી આજ્ઞાત હીતેચ્છુ ચોપાનીયાને સારો આસરો જ્ઞાતીબધુઓ તરફથી મલશે એટલે માત્ર ચોપાનીયાના ખર્ચ પુરતો જતો હુ આ મંથલી પેપર જ્ઞાતીની શેવા બજાવવા ખાતર નીભાવવા મારી ફરજ શમજુછુ તા० ૧-૧૨-૮૪

**જમનાદાસ હીરજીભાઈ દોસી.**

સીહોર દાક સરવીસ વડોદરા